બાલવાચનમાળા પુસ્તક

# સુંદર પાઠો



સોમાભાઈ કીશાભાઈ પટેલ

બાલવાચનમાળા પુસ્તક ૪થું

# સુંદર પાઠો

સોમાભાઈ કીશાભાઈ પટેલ



વેચાણ વ્યવસ્થાપક

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો, ફુવારા સામે

અમદાવાદ

આવૃત્તિ ૧લી, ૧૬૫૦ જાન્યુઆરી ૧૯૩૪
આવૃત્તિ ૨જી, ૧૨૭૫ જુલાઇ ૧૯૩૮
ફરીવાર છાપી, ૧૫૦૦ ફેબ્રુઆરી ૧૯૪૦



પ્રકાશક

સોમાભાઈ કીશાભાઈ પટેલ

સુણાવ, (આણંદ થઈને)

મુદ્રક •
ચિમનલાલ કીશીભાઇ પટેલ

મુદ્રણસ્થાન •
દેશબન્ધુ છાપખાનું, આણંદ

# પાઠ ૧લો

ખૂબ ધીમા ચાલો.

ખૂબ ઉતાવળા ચાલો.

એક પગે ચાલો.

કૂદતા કૂદતા ચાલો.

આકાશ સામે જુઓ.

સૂરજને પગે લાગો.

ઝાડને અડી આવો.

તમારા દાંત બતાવો.

ચાર કાંકરા લાવો.

મોં ધોઈ આવો.

## પાઠ ૨જો

ચાંદો આકાશમાં ઊગે છે.

તારા આકાશમાં ઊગે છે.

ચાંદો એક હોય છે.

તારા ઘણા હોય છે.

ચાંદો રાતે દેખાય છે.

તારા રાતે દેખાય છે.

ચાંદો મોટો દેખાય છે.

તારા નાના દેખાય છે.

મને ચાંદો ગમે છે.

મને તારા ગમે છે.

## પાઠ ૩જો

કાકડીના વેલા હોય છે.

ભીંડાના છોડ હોય છે.

તૂરિયાંના વેલા હોય છે.

ગવારના છોડ હોય છે.

દૂધીના વેલા હોય છે.

રીંગણીના છોડ હોય છે.

ઘિલોડીના વેલા હોય છે.

મરચીના છોડ હોય છે.

ગલકીના વેલા હોય છે.

મોગરીના છોડ હોય છે.

## પાઠ ૪થો

રામ રાજા હતા.

સીતા રાણી હતાં.

રામ સારા હતા.

સીતા સારાં હતાં.

રામ વનમાં ગયેલા.

સીતા વનમાં ગયેલાં.

લોકો રામને પૂજે છે.

લોકો સીતાને પૂજે છે.

## પાઠ ૫મો

મોર કેવો છે?

મોર સુંદર છે.

મોર કોનો છે?

મોર ભાઇનો છે.

ઢેલ કોની છે?

ઢેલ બહેનની છે.

મોરને પીંછાં છે.

ઢેલને પીંછાં નથી.

મોર કળા કરે છે.

ઢેલ દાણા ચણે છે.

# પાઠ ૬ઠ્ઠો

મોંઢે કાળા વાનરભાઈ.

હુપહુપ કરતા વાનરભાઈ.

પૂછડાવાળા વાનરભાઈ.

અટકચાળા વાનરભાઈ.

ચાળા પાડે વાનરભાઈ.

કૂદકા મારે વાનરભાઈ.

ઝાડે ચડતા વાનરભાઈ.

આજે જોયા વાનરભાઈ.

મેના કોની છે ?

મેના મણિની છે.

પોપટ કોનો છે ?

પોપટ નટુનો છે.

પોપટ ફળ ખાય છે.

મેના જીવજંતુ ખાય છે.

કોઈક મેના પાળે છે.

કોઈક પોપટ પાળે છે.

કોઈકને પોપટ ગમે છે.

કોઈકને મેના ગમે છે.

## પાઠ ૮મો

જુઓરે છોકરાં પતંગિયાં.

પાંખોવાળાં પતંગિયાં.

બાગે ભમતાં પતંગિયાં.

કાળાંધોળાં પતંગિયાં.

રાતાંપીળાં પતંગિયાં.

રંગબેરંગી પતંગિયાં.

સુંદર શોભે પતંગિયાં.

મુજને ગમતાં પતંગિયાં.

# પાઠ ૯મો ૨૧૯૮૨

જોડા ચામડાના બને છે.

છરી લોઢાની બને છે.

ખુરશી લાકડાની બને છે.

ઇંટો માટીની બને છે.

શીશી કાચની બને છે.

કાપડ સૂતરનું બને છે.

ચોપડી કાગળની બને છે.

શિખંડ દહીંનો બને છે.

ઘી માખણનું બને છે.

## પાઠ ૧૦મો

કીડીઓ દરમાં રહે છે.

શિયાળ સીમમાં રહે છે.

કૂતરાં ગામમાં રહે છે.

સિંહ વનમાં રહે છે.

મગર પાણીમાં રહે છે.

પક્ષીઓ માળામાં રહે છે.

રાજા મહેલમાં રહે છે.

હું ઘરમાં રહું છું.

શિયાળામાં ટાઢ પડે છે.

શિયાળામાં ઘઉં પાકે છે.

શિયાળામાં બોર થાય છે.



ઉનાળામાં તાપ પડે છે.

ઉનાળામાં કેરી થાય છે.

ઉનાળામાં રાયણ થાય છે.



ચોમાસામાં વરસાદ પડે છે.

ચોમાસામાં ઘાસ ઊગે છે.

ચોમાસામાં અનાજ પાકે છે.

## પાઠ ૧૨મો

શું ખાશો ?

કેરી કે દાડમ ?

જમરૂખ કે બોર ?

રાયણુ કે જાંબુ ?

સફરજન કે કેળાં ?

બદામ કે કાજુ ?

આલુ કે અંજીર ?

સીતાફળ કે અનનસ ?

મોસંબી કે નારંગી ?

## પાઠ ૧૩મો

ગાય દૂધ આપે છે.

ઘેટાં ઊન આપે છે.

બળદ ગાડું ખેંચે છે.

ઘોડો ગાડી ખેંચે છે.

હાથી સવારીમાં વપરાય છે.

ગધેડાં ભાર ઊંચકે છે.

કૂતરો ચોકી કરે છે.

મધમાખી મધ બનાવે છે.

## પાઠ ૧૪મો

તમારી ચોપડી મને આપો.

મારી નજીક ઊભા રહો.

ભીંતને અડીને ઊભા રહો.

એક હાથ ઊંચો કરો.

ચાર છોકરાઓનાં નામ લખો.

કવિતાની એક લીટી બોલો.

દોડતા દોડતા બહાર જાઓ.

તમારા હાથ કપાળે અડાડો.

જમીન ઉપર સૂઈ જાઓ.

ચોપડી ઉઘાડી થોડુંક વાંચો.

## પાઠ ૧૫મો

અમારી નિશાળમાં બાગ છે.

બાગ અમે બનાવેલો છે.

બાગ બહુ સરસ છે.

તેમાં ઘણા છોડ છે.

તેને જાતજાતનાં ફૂલ આવે છે.

ફૂલો જુદાજુદા રંગનાં હોય છે.

કેટલાંક ફૂલો સુંદર હોય છે.

કેટલાંક ફૂલોમાં સુગંધ હોય છે.

મને બાગ બહુ ગમે છે.

## પાઠ ૧૬મો

મોગરીનું કચુંબર થાય છે.

મોગરી કાચી પણ ખવાય છે.

પાપડીનું શાક થાય છે.

પાપડીનું ઊંધિયું પણ બનાય.

મૂળાની ભાજી થાય છે.

મૂળા કાચા પણ ખવાય છે.

કાકડીનું કચુંબર થાય છે.

કાકડીનું રાઈતું પણ થાય છે.

બટાટાનું શાક થાય છે.

બટાટા શેકીને પણ ખવાય.

## પાઠ ૧૭મો

લુહાર લોઢું ઘડે છે.

તેની દુકાનને કોઢ કહે છે.

કોઢમાં ધમણ હોય છે.

પહેલાં લોઢાને ગરમ કરે છે.

પછીથી એને ટીપે છે.

લુહાર જાતજાતની ચીજો બનાવે છે.

લુહાર કોદાળીપાવડા બનાવે છે.

લુહાર ખરપડીદાતરડાં બનાવે છે.

## પાઠ ૧૮મો

ફૂલબાગે ફૂલછોડ છે.

જાતજાતનાં ફૂલછોડ છે.

જાઈ અને જૂઈ છે.

મોગરો અને કરેણ છે.

બકુલ અને ચંપો છે.

હજારી અને સૂરજમુખી છે.

ઘણી જાતના ગુલાબ છે.

કોઈકને ધોળાં ફૂલ થાય છે.

કોઈકને રાતાં ફૂલ થાય છે.

કોઈકને પીળાં ફૂલ થાય છે.

કોઈકને ગુલાબી ફૂલ થાય છે.

## પાઠ ૧૯મો

હું સવારે વહેલો ઊઠું છું.

ઊઠીને હું ફરવા જાઉં છું.

પાછો આવીને નહાઉં છું.

હું ઠંડા પાણીએ નહાઉં છું.

પછીથી હું નિશાળે જાઉં છું.

સાંજનો હું રમવા જાઉં છું.

રાતે બાની વાતો સાંભળું છું.

પછીથી હું ઊંઘી જાઉં છું.

# પાઠ ૨૦મો

આ ખેતર કોનું છે ?

એ ખેતર મારું છે.

એ ખેતર કોણ ખેડે છે ?

એ ખેતર હું ખેડું છું.

આ વાડી કોની છે ?

એ વાડી મારી છે.

વાડી કોણે બનાવી છે ?

વાડી મેં બનાવી છે.

વાડીમાં શું છે ?

વાડીમાં ફળઝાડ છે.

## પાઠ ૨૧મો

મારે એક વાડી છે.

વાડીમાં હું કામ કરું છું.

કામ કરવાની મજા પડે છે.

મારી વાડીમાં ફળ થાય છે.

તે ફળ હું ખાઉં છું.

ફળ ખાવાં એ સારું છે.

મારે ઘેર ગાડું છે.

ગાડે હું બળદ જોડું છું.

ગાડામાં હું બેસું છું.

## પાઠ ૨૨મો

ખેડૂતો સવારમાં ખેતરમાં જાય છે.

ખેતરમાં જઇને કામ કરે છે.

બપોરે તેઓ ઘેર આવે છે.

ઘેર આવીને ખાય છે.

બે ઘડી આરામ લે છે.

ફરીથી પાછા ખેતરમાં જાય છે.

સાંજે પાછા ઘેર આવે છે.

ઘેર આવીને વાળુ કરે છે.

રાતે ખેતરમાં વાસો જાય છે.

## પાઠ ૨૩મો

ચાલણગાડી લાકડાની બને છે.

તેને સુથાર બનાવે છે.

તેને પૈડાં હોય છે.

નાનાં છોકરાં ચાલણગાડીએ ચાલે છે.

તેમને ચાલણગાડીએ ચાલવું ગમે છે.

કીકી ચાલણગાડીએ ચાલે છે.

બાબુ પણ ચાલણગાડીએ ચાલે છે.

તમે ચાલણગાડી જોઈ છે ?

## પાઠ ૨૪મો

મારે એક ઘર છે.

તે ખેતરમાં છે.

મારું ઘર નાનું છે.

તેની આસપાસ બાગ છે.

બાગ મેં બનાવેલો છે.

બાગમાં ફૂલ થાય છે.

તેની મીઠી સુવાસ આવે છે.

તેથી મને આનંદ થાય છે.

મારું ઘર સરસ છે.

મને એ ખૂબ ગમે છે.

## પાઠ ૨૫મો

કાગડા રંગે કાળા હોય છે.

તે બહુ ચાલાક હોય છે.

તે સવારમાં વહેલા ઊઠે છે.

તે કા..... કા..... કરે છે.

આમતેમ ઊડે છે.

એંઠુંજૂઠું ખાય છે.

એવાને તે કોણ પાળે ?

કાગડાને કોઈ પાળતું નથી.

# પાઠ ૨૬મો

મારા બાગમાં ગુલાબ છે.

ગુલાબ મને ખૂબ ગમે છે.

એના છોડને કાંટા હોય છે.

એનાં પાન લીલાં હોય છે.

એને ઘણાં ફૂલ થાય છે.

ફૂલ ખૂબ સુંદર હોય છે.

એમાં મીઠી સુગંધ હોય છે.

ગુલાબ ઘણી જાતના હોય છે.

ગુલાબ ફૂલની રાણી છે.

ગુલાબ બાગની શોભા છે.

# પાઠ ૨૭મો

મારે ઘેર ગાય હતી.

તેને એક વાછડી હતી.

વાછડી રંગે ધોળી હતી.

તે બહુ રૂપાળી હતી.

તે રોજ ખૂબ કૂદતી.

મને એ વહાલી હતી.

હું તેને રમાડતો હતો.

હવે એ મોટી થઈ છે.

હવે તે દૂધ આપે છે.

## પાઠ ૨૮મો

મારે બે આંખો છે.

તે વડે હું જોઇ શકું છું.

મારે એક નાક છે.

તે વડે હું સૂંઘી શકું છું.

મારે બે કાન છે.

તે વડે હું સાંભળી શકું છું.

મારે એક જીભ છે.

તે વડે હું બોલી શકું છું.

મારે બે હાથ છે.

તે વડે હું કામ કરી શકું છું.

## પાઠ ૨૯મો

તમે વડ જોયો છે?

એનું થડ જાડું હોય છે.

એનાં ડાળ મોટાં હોય છે.

ડાળોએથી મૂળીઓ ફૂટેલી હોય છે.

તે ઝાલીને હીંચકા ખવાય છે.

વડે ટેટા થાય છે.

પાકા ટેટા લાલ હોય છે.

પક્ષીઓ તે ખાય છે.

## પાઠ ૩૦મો

સવાર થયું છે.
થોડી વારમાં સૂરજ ઉગશે.
બધે અજવાળું અજવાળું થશે.
લોકો પોતપોતાના કામે વળગશે.
પંખીઓ ચણવા જશે.
ગાયો ચરવા જશે.



સૂરજ સાંજે આથમશે.
ખેડૂતો ખેતરેથી ઘેર આવશે.
પંખીઓ પોતાના માળામાં જશે.
ગાયો પાછી ઘેર આવશે.
રાતે સૌ આરામ લેશે.

## પાઠ ૩૧મો

તમે ટમેટાં ખાધાં છે?

ટમેટાં એ ફળ છે.

ટમેટીના છોડ થાય છે.

તેને ટમેટાં થાય છે.

કાચાં ટમેટાંનું શાક થાય છે.

પાકાં ટમેટાં દાળમાં નંખાય છે.

તેને કાપીને પણ ખવાય છે.

હું ટમેટાં ખાઉં છું.

ટમેટાં ખાવાં એ સારું છે.

# પાઠ ૩૨મો

મેળામાં ઘણાં માણસો હોય છે.

મેળામાં ઘણી દુકાનો હોય છે.

કોઈક દુકાને રમકડાં મળે છે.

કોઇક દુકાને મીઠાઈ મળે છે.

વળી મેળામાં ચગડોળ હોય છે.

કેટલાક લોકો તેમાં બેસે છે.

ચગડોળ ગોળ ગોળ ફરે છે.

તમે મેળામાં ગયા છો?

તમે ચગડોળ જોયા છે?

તમે ચગડોળમાં બેઠા છો?

## પાઠ ૩૩મો

અજવાળિયાને સુદ કહે છે.

અંધારિયાને વદ કહે છે.

સુદમાં ચાંદો સાંજથીજ ઊગે છે

વદમાં ચાંદો રાતે ઊગે છે.

સુદમાં ચાંદો વધે છે.

વદમાં ચાંદો ઘટે છે.

પૂનમનો ચાંદો ગોળ દેખાય છે.

અમાસે ચાંદો દેખાતો નથી.

## પાઠ ૩૪મો

અમારા ગામમાં વોરાજી છે.

એમને ઘેર ઘાણી છે.

ઘાણીમાં તલ ઓરે છે.

વોરાજી ઘાણી ઉપર બેસે છે.

ઘાણીએ બળદ જોડે છે.

બળદ ગોળ ગોળ ફરે છે.

એટલે તલ પીલાય છે.

તલમાંથી તેલ નીકળે છે.

દિવેલીમાંથી દિવેલ નીકળે છે.

ફૂલમાં મધ હોય છે.

મધમાખો તે ચૂસી જાય છે.

મધમાખો મધપૂડામાં રહે છે.

તેઓ તેમાં મધ પણ સંઘરે છે.

મધપૂડો મીણનો હોય છે.

મધમાખો તે બનાવે છે.

કેટલાક લોકો મધમાખો પાળે છે.

મધ ખાવું સારું છે.

તમે મધ ખાધું છે?

## પાઠ ૩૬મો

લીમડાનું ઝાડ ઊંચું હોય છે.

થડ એનું જાડું હોય છે.

થડમાંથી ડાળો ફૂટે છે.

ડાળોમાંથી ડાળીઓ ફૂટે છે.

ડાળીઓને છેડે પાંદડાં હોય છે.

લીમડે લીંબોળીઓ થાય છે.

કાચી લીંબોળીઓ કડવી હોય છે.

પાકી લીંબોળીઓ મીઠી લાગે છે.

અમારા ગામમાં લીમડા છે.

લીમડાની છાયા સારી લાગે છે.

# પાઠ ૩૭મો

પક્ષીઓને પાંખો હોય છે.

તે વડે તેઓ ઊડે છે.

વિમાન પણ આકાશમાં ઊડે છે.

તે બહુ ઝડપથી ઊડે છે.

તે બહુ ઊંચે ઊડે છે.

તેમાં ટપાલ આવે છે.

તેમાં મુસાફરો પણ બેસે છે.

તમે વિમાન જોયું છે?

તમે વિમાનમાં બેઠા છો?

ખેતરમાં કપાસ પાકે છે.

તેને ચરખાથી પીલે છે.

તેમ કરીને રૂ છૂટું પાડે છે.

રૂને પીંજણથી પીંજે છે.

એટલે પોલ તૈયાર થાય છે.

પોલની પૂણીઓ બનાવે છે.

તેને રેંટિયા વડે કાંતે છે.

એટલે સૂતર થાય છે.

સૂતરને સાળ ઉપર વણે છે.

એટલે ખાદી તૈયાર થાય છે.